॥ ૐ ॥

# પાણીનો પોકાર

યાતો

# વાછરડીનો વિલાપ.

---

દયા ધર્મ કો મૂળ હે, પાપ મૂળ અભિમાન;
તુલસી દયા ન છાંડીએ, જબલક ઘટમેં પ્રાણ.

---

સંવત ૧૯૭૭ ના માહા સુદી ૧૪ ને સોમવાર

તા. ૨૧-૨-૨૧ ને દીને રચ્યો.

કર્તા,

**મહોબતસિંહજી એમ. પરમાર.**

મુળી.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**દેવસીભાઈ નુરભાઈ ખોજા.**

પીપળી તા. બજાણા.

## પ્રસ્તાવના.

આ પુસ્તક બનાવતાં મારા મિત્ર શેઠ દેવશીભાઇ નુરભાઈ તથા શેઠ મોહનલાલ ફુલચંદ તથા જત બાદરાજી કેસાજીએ ઘણી મુદત થયાં ઘણીવાર કહેલ જેથી સમય આવતાંજ તેને પુસ્તકના રૂપમાં છપાવવાનું મે. દેવશી-ભાઇએ માથે લેતાં શેઠ મોહનલાલને અર્પણ કરી છપાવી બહાર પાડેલ છે.

મજકુરનાં મેમ્બરોએ મને ઘણી રીતે મદદ આપેલ છે ને હજીપણ વખત આવે આપે જાય છે તે બાતે તેઓનો આભાર માનુંછું. અસ્તુ.

કર્તા.–**મહોબતસિંહજી એમ. પરમાર**

---

## શેઠ દેવસીભાઈ નુરભાઈ

તથા

## શેઠ મોહનલાલ ફુલચંદ સંઘવી.

### મુ. પીંપળી.

આપ જેવા સદ્‌ગૃહસ્થ ને દાનવીર આ પીંપળીમાં વસ્તા છતાં પણ પાણીની અછતને લીધે મુસાફરોને પાણી પુરૂં પાડવાનું આપ માથે લ્યો છો. દયાવૃત્તિને લીધે આપ જેવા ધર્માવતારની પ્રીતિથી મારૂં અંતઃકરણ ખેંચાવાથી દયા દર્શા-વનાર આ લઘુ પુસ્તક હું આપને નિવેદન કરૂં છું તે સ્વીકારીને આભારી બનાવશોજી.

કર્તા–**મહોબતસિંહજી.**
**મુળી.**

# પાણીનો પોકાર.

"કવાલી."

નજુમી જોષી પાસે જૈ જોવરાવો જોષ કીસ્મતનો,
અરેરે પીંપળી તારે વીના પાણી બધું સુખ છે;
વીનાં વાંકે અરે કીરતાર અમોને દુઃખ તું દે છે,
સકળ સંસારનાં સુખો વીના વારી નકામાં છે. ૧

ભરાયું હોય જો સરવર મળે વારી બે વર્ષોનું,
પુરવનાં પાપ જાગેલા ટુટેલું વાદળું દુઃખનું;
અરે બોરીંગ તણું બ્હાનું કાઢી દીન ગામ ગાળે છે,
સકળ સંસારનાં સુખો વીના વારી નકામાં છે. ૨

ખાડા ખાબોચીયાં જ્યારે હતાં ભરપુર પાધરમાં,
કરી કુવા અને પાણી પીવા મળતું'તું વર્ષામાં;
હવે પાણી વીના જન સૌ ઉચાટે દીન ગાળે છે,
સકળ સંસારનાં સુખો વીના વારી નકામાં છે. ૩

અત્યારે કોઇ જન આવી અરે સરોવર તટે બેસે,
તરત રેતી અગર ઢેકું ચરણમાં તેહને પેસે;
નહીં જળબુંદ મેળવવા અરે હીંમત ચાલે છે,
સકળ સંસારનાં સુખો વીના વારી નકામાં છે. ૪

કુવા માલીકને નામે રહેવું ત્યાં રાત વાસો હો,
પતી ભર નીંદથી જાગી કહે પત્નીને પાણી જા;
થશે પરભાત સુતાં જો ખબર નથી વારી આવે છે,
સકળ સંસારનાં સુખો વીના વારી નકામાં છે. ૫

સમય સંધ્યા તણો હોયે જુએ તળાવમાં જઇને,
અબોલો જીવ ટવળે છે અરે પાણી પીવા કાજે;
નીસાસા નાખતી ગાયો વાછરડી રાડ ઘાલે છે,
સકળ સંસારનાં સુખો વીના વારી નકામાં છે. ૬

મનુષ્ય કદી હોય જો પાપી દયા ગાયો તણી રાખી,
ત્રાહી દુઃખ પાણીનું ભાખી અમારો સુર્ય છે સાખી;
અબોલા પર દયા આણી અરે ઉપાય સેલો છે,
સકળ સંસારનાં સુખો વીના વારી નકામાં છે. ૭

કદી કોઇ ખેડુને પુછો હુજી અખીઆણે જાવું છે,
પાણીનાં પીપ બે લાવી ગાયોને પાણી પાવું છે;
સકળ લોકો કહે પાણી પાણી પાણી પોકારે છે,
સકળ સંસારનાં સુખો વીના વારી નકામાં છે. ૮

તોડી તળાવમાં કુવા ઘરોઘર એક ગાળ્યો છે,
વીના પાણી નકામાં તે ભરે કણુ કોઠી તેવા છે;
કદી ઉંડા કુવા ગાળે અરે હુલવાણી પાણી છે,
સકળ સંસારનાં સુખો વીના વારી નકામાં છે. ૯

અરે ટીટોડી તણી હાલત થઇ પીપળી તણે શીરે,
ઉપર કુવેત પાણી છે ઉંડેથી ખારૂ નીર આવે;
અબોલો જીવની એમાં અરેરે હાડમારી છે,
સકળ સંસારનાં સુખો વીના વારી નકામાં છે. ૧૦

ગૃહસ્થો દાનવીર જે છે દયા તેને દીલે આવે,
અરે કોઇ આંહી આવીને બોરીંગ મેહુસરે લાવે,
અખીયાણા પીંપળી વચ્ચે સુગમતા સારી આવે છે,
સકળ સંસારનાં સુખો વીના વારી નકામાં છે. ૧૧

પ્રભુ પનારે પડેલો જે અરે મેતાજી મુળીનો,
પીડા વારી તણી પડતાં અરે અકળાય છે દાનો;
કેળવણી કંટકે પડતાં ઘણો ગભરાટ દીલમાં છે,
સકળ સંસારનાં સુખો વીના વારી નકામાં છે. ૧૨

પતીત આ પીંપળી ઉપર અરે કોઇ મહેર લાવોને,
બનાવેલી ગજલ મહોબત સખી શાણાઓ ગાવોને;
મુસાફરની તૃષા દેખી હૃદયમાં ત્રાસ આવે છે,
સકળ સંસારનાં સુખો વીના વારી નકામાં છે. ૧૩

અરે મહોબત મુળીનાં અહીં તું પીંપળી કયાંથી,
કુવા સૌ માટીનાં ભરીયાં કહે તું પાણી પી કયાંથી;
રજા છ માસની લેતો મુળી જાવાનુ સેલું છે,
સકળ સંસારનાં સુખો વીના વારી નકામાં છે. ૧૪



રે આવંજો રે આવજો સજનો મળીને આવજો,
પાણી વીનાની પીંપળીનાં હાલ જોવા આવજો.
લી. મહોબત

"મનહર" છંદ.

પાણી વીના પીંપળીનાં હાલ આવી જુઓ ભાઇ,
હાડ અને માંસ હંસળીનાં જેવાં ઢોરનાં,
ઉજાગરો કરી આખી રાત વેઠી ચાર ચોર,
વળતાં પ્રભાતે પગ ઠાલાં જતાં ચોરનાં.
તેમ ખેડુ તણાં હાલ આઠ માસ થાય નકી,
ચોમાસાના ચાર માસ દુનિઆ દેખાય છે;
તળાવ તલાવડાનો પાર નથી શીમ મધ્યે,
કુવો ગાળી પાણી કાઢે ખારૂં નીર થાય છે.
મીઠું પાણી કાઢવાને મહેનત જો બહુ કરે,
તળાવમાં કુવા ગાળે વીરડા ભરાય છે;
પીવું પાણી વાપરવું નાવું ધોવું ઢોર પાવું,
વીરડાનાં પાણીએથી પુરૂં ક્યાં થાય છે.
છતાં નારી વારી ભરવાને જાય કુવાપરે,
કૈક ઠાલાં બેડાં લઇ ગામ પાછાં જાય છે;
ઢોરતણી હાડમારી મનુષ્યનો મરો થયો,
ખાવું પીવું મુકી દીન ઉચાટમાં જાય છે.
કાળે કાળે પીંપળી મોકાણ માંડવાનો વારો,
અનેક કાળોમાં આવાં દુ:ખ બહુ થાય છે;

અમીયાણુ ગામ એક ગાઉ છેટે રહ્યું છતાં,
ત્યાંથી વેણું જોડી પાણી પુરતું લવાય છે.
શીયાળાની મોસમમાં ટાઢ અતી પડે ત્યારે,
ડાઢી હાથ પગ હાડ કડ કડ થાય છે;
ઉન્હાળામાં પાણી તણો વ્યય બહુ થાય ત્યારે,
અછતમાં છત વીના મદદ શું થાય છે.
મુસાફર તણો મરો કદી બનવાનો હોય,
પીંપળીને પાદરે મુકામ એનો થાય છે;
ખાવા માટે ખરી તાણ કરનારાં વીસ જણાં,
પાણી પીવું નાવું ધોવું સામે ગામ જાય છે.
જીંદગાની આખી આવું દુઃખ ભોગવ્યું છે અમે,
સુધરતાં જમાનો સઘળે સુખ થાય છે;
મારવાડ મુલક જરથી પાણી મળે ઝાઝુ,
દામ થકી કામ નહીં પીંપળીમાં થાય છે.
સો સાંતીનું ગામ ગંજાવર કાંઈ નાનું નથી,
પાણી તણાં પીટીયાંથી ભાંગી ભૂકો થાય છે,
ચાંદી હેમ કપડાં ચોર્યાથી ફરીયાદ થાય,
પીંપળીમાં પાણી ચોરવાનો ગુન્હો જાય છે.
દામ બહુ હોય પ્રભુ મહેરથી મળેલા કદી,
મહોબતથી દામ નહીં પાણીનાં દેવાય છે;
મહોબત મહોબત કરી પાણી પુરૂં લાવે ભલે,
અમર ઉપાય ઠાલી પીપ ન દેખાય છે.

**સમાપ્ત.**

